શ્રી

# શ્રી નવનાથ સ્તોત્ર

અથવા

## શ્રી ભૃગુક્ષેત્ર (ભરૂચ)ના નવ સ્વયંભૂ મહાદેવનું સ્તોત્ર



પ્રસિદ્ધ કરનાર

ઠાકોર લક્ષ્મીરામ મહિપતરામ દીવાન

ભરૂચ



દેશી મિત્ર એન્જીન પ્રીન્ટીંગ પ્રેસ—સુરત.



શ્રાવણ, સંવત ૧૯૬૩ શાકે ૧૮૨૯

મૂલ્ય ૨ આના

॥ श्री सिद्धनाथार्पण मस्तु ॥

શ્રી

# પ્રસ્તાવના.

ભરતખંડમાં જેમ તીર્થોમાં ચાર ધામ ( ૧ ) જગન્નાથજી, ( ૨ ) સેતુબંધ-રામેશ્વર ( ૩ ) દ્વારિકાં તથા ( ૪ ) બદરીનારાયણ મુખ્ય છે. પુરીઓમાં ( ૧ ) અયોધ્યા ( ૨ ) મથુરાં ( ૩ ) હરદ્વાર ( ૪ ) કાશી ( ૫ ) શિવકાંચી–વિષ્ણુકાંચી ( ૬ ) ઉજ્જયિની તથા ( ૭ ) દ્વારિકા એ સાત મુખ્ય છેઃ–

**अयोध्या, मथुरा, माया, काशी, कांची, अवंतिका,**
**पुरी द्वारामती चैव सप्तैता मोक्षदायका:**

**શિવ**—સ્થાનોમાં બાર જ્યોતિર્લીંગ –( ૧ ) ( હીમ ) કેદારનાથ, ( ૨ ) ઝાડખંડ–વૈજનાથ ( ૩ ) કાશીવિશ્વેશ્વર ( ૪ ) મહાકાલેશ્વર ( ૫ ) ૐકાર મમલેશ્વર ( ૬ ) ત્ર્યંબકેશ્વર ( ૭ ) ધૃષ્ણેશ્વર ( ૮ ) ભીમશંકર ( ૯ ) નાગનાથ ( ૧૦ ) મલ્લિકાર્જુન ( ૧૧ ) સેતુબંધરામેશ્વર તથા ( ૧૨ ) સોરઠી સોમનાથઃ–

**॥ सौराष्ट्रे सोमनाथं च, श्री शैलेमल्लिकार्जुनम् , ॥**
**॥ उज्जयिन्यां महाकालं, मोंकार ममलेश्वरम् , ॥**
**॥ पर्यल्यां वैजनाथं च, डाकिन्यां भीम शंकरम् ,॥**
**॥ सेतुबंधेतुरामेशं, नागेशं दारुकावने, ॥**

॥ वाराणस्यां तु विश्वेशं, त्र्यंबकं गौतमीतटे, ॥
॥ हिमालये तु केदारं, घृष्णेशंतु शिवालये, ॥
॥ एतानि ज्योतिर्लिंगानि सायं प्रातः पठेन्नर, ॥
॥ सप्त जन्म कृतं पापं स्मरणेन विनश्यति. ॥

એ સઘળા પ્રમુખ ગણાય છે, તેમ અસંખ્યાત નદીઓમાં સાત મુખ્ય ગણી છે ને સ્નાન સમયે તેમનું આવાહન થાય છેઃ-

॥ गंगेच, यमुने चैव, गोदावरि, सरस्वति ॥

॥ नर्मदे, सिन्धु, कावेरि, जलेस्मिन सन्निधिं कुरु ॥

આ સાતમાં પણ કલિયુગમાં ગંગાજીનો પ્રભાવ **નર્મદાને** પ્રાપ્ત થશે તથા તમામ નદીઓ સૂકાતાં માત્ર એકલી નર્મદાજ સર્પાકારે પણ સજીવન રહેશે એવું ભવિષ્ય ત્રીકાળ-જ્ઞાની ઋષી મુનીઓ ભાખી ગયા છે. ( ગંગા-જમના-સરયુ-સોન-ગોમતી-મંદાકિની-ફલ્ગુ-મહાનદી-ક્ષિપ્રા-સરસ્વતી-નર્મદા-ગોદાવરી આદિ જે અનેક નાની મોટી નદીઓ મ્હારા જોવામાં આવી છે તે પ્રત્યેક અનેક કારણોથી સૂકાતી જાય છે. ) આવી પરમ પૂજ્ય જે **નર્મદા** તેનાં દર્શન માત્રથીજ ચિત્તની પ્રફુલ્લતા અનુભવ-સિદ્ધ છે. તેનો આસરે પાંચસો ગાઉનો પ્રવાહ અનેક તીર્થોથી તથા ઋષિઓના આશ્રમોથી અલંકૃત છે. આ પ્રમાણે તેનો વિસ્તીર્ણ પુલીન જોઇ અમરકંટક આગળ તેના ( અ-

દ્રશ્ય ) મૂળથી તે ઠેઠ સમુદ્ર સંગમ સુધી બધોજ પવિત્ર છે તથાપી તેમાં ત્રણ સ્થાન વિશેષે કરીને પૂજ્ય ગણ્યાં છે:-

**॥ ऑंकारेच भृगु-क्षेत्रे, नर्मदा-ओरि संगमे ॥**

**॥ सर्वत्र दुर्लभारेवा स्थानत्रये विशेषतः ॥**

( નીમાડ પ્રાંતમાં ઓંકારમમલેશ્વર, ૧ નર્મદા તથા ઓરનો સંગમ (૨) (ચાંદોદ કર્નાલીમાં) તથા ભરૂચ (૩) આ ઉપરાંત દશ અશ્વમેધ થયાની અસામાન્ય પ્રતિષ્ટાથી **ભૃગુ-ક્ષેત્ર** ભૂષિત છે. (મ્હારા જોવા પ્રમાણે ઉજ્જયિની, કાશી, પ્રયાગ, તથા હરદ્વાર આ ચારજ ક્ષેત્રો દશ દશ અશ્વમેધની ભરૂચ જેવી પ્રતિષ્ટા ધરાવે છે. આવા **પુનીત ક્ષેત્ર**ના નવ **સ્વયંભૂ લીંગો**નુ સ્તોત્ર આસ્તિક જનો ભાવથી સ્વીકારશે એવી આશા છે.

મુ. ભરૂચ.
વૈશાખ સંવત ૧૯૬૧ લક્ષ્મીરામ.
શાકે ૧૮૨૭





॥ ॐ नमः शिवाय ॥

## ॥ श्री गणेशाय नमः ॥

॥ १ ॥

## ॥ कामनाथ ॥

॥ शिवं शान्त रूपं गवेंद्राधि रूढम ॥
॥ सदानंद कन्दं श्रुते मूर्घ्निगूढम् ॥
॥ भृगुकच्छे महर्षे र्भृगो राजमानम् ॥
॥ सदा कामनाथं भजे साधिमानम् ॥ १ ॥

### ભૂજંગીની ચાલ.

૧

॥ પરમ શાંતીમય, શીવ ! કાંતી તમ્હારી, ॥
॥ રૂડી શોભીતી નંદિકેશ્વર સવારી ॥
॥ તમે અમીત આનંદના કંદ સાચા, ॥
॥ તમે વેદ વેદાંતમાં ગુપ્ત રાચ્યા. ॥
॥ પૂરો કામના નાથ ! નિશ્ચે અમારી ॥
॥ પ્રભુ કામનાથઃ[1] ! પૂરા હીતકારી ॥
॥ મહર્ષિ—ભૃગુ–પુણ્ય–ક્ષેત્રે વીરાજો ॥
॥ સ્વયંભૂ ભજું, સિદ્ધ સૌ થાય કાજો ॥ ૧

## ૧ ટીકા

હે શિવ! તમારી ક્રાન્તિ પ્રશમ શાન્તિવાળી છે, અર્થાત તમે અતિશય શાંત સ્વરૂપ છો. તમારી નંદીકેશ્વરની સ્વારી એટલે પોઠિયા ઉપર ચઢેલા તમે સારા શોભો છો અમીત એટલે અપાર એવા આનંદ ( સુખ ) ના તમે ખરેખરા કંદ ( મૂળ ) છો. **વેદ વેદાંતમાં** તમે ગુપ્ત રાચી રહ્યા છો અર્થાત **વેદાંતમાં** જાણવા જોગ છુપું તત્વ ( સાર વસ્તુ ) તે **તમેજ** છો. હે **નાથ**! અમારી કામનાઓ ( ઇચ્છા ) **તમે** નક્કી પુરી કરો છો. **હે પ્રભુ કામનાથ**! તમે અમારા પુરા હિતસ્વી છો. મ્હાન ( મોટા ) ઋષિ જે **ભૃગુ** તેમનાં પવિત્ર ક્ષેત્ર **(ભૃગુક્ષેત્ર-ભરૂચ)** માં તમે બીરાજો છો. હે **સ્વયંભુ** હું **તમને** ભજુંછું (તેથી) મ્હારાં બધાં કાર્ય સીદ્ધ **થશેજ.**

---

૧ **કામનાથ**—આ નામના મહાદેવ ભરૂચમાં ફુરજે બ્રાહ્મણિયા ઓવારો તથા બ્હેચરાજી માતાની વચ્ચે—માછીવાડને ટેકરે છે. પરિક્રમા—વાશિયાનું આશ્રમસ્થાન છે. વેજલપુરના કપોલ વાણીયા વગેરે દેખરેખ રાખે છે.



॥ ૨ ॥

## ॥ भूतनाथ ॥

**॥ नतानां नराणां समस्तेष्ट कामम् ॥**
**॥ सदा पूरयन्तं कृपाभि र्निकामम् ॥**

॥ भृकच्छे महर्षे भृगो राजमानम् ॥
॥ भवं भूतनाथं भजे साचिमानम् ॥

૨

॥ સ્વતઃ સર્વથા આપ રહેતા ઉદાસો ॥
॥ રીપુ પ્રબળ જે કામ મૂળથી વીનાશી ॥
॥ તથાપિ નરો ચરણુ તમ શીશ નામે ॥
॥ મનો વાંચ્છના સર્વ તે શીઘ્ર પામે ॥
॥ દનુજ, દેવ, નર, નાગ, કિન્નર, વિધાતા,
॥ સઉ ભૂતના ભૂપ છો [૨]ભૂતનાથઃ ॥
॥ મહર્ષિ–ભૃગુ–પુણ્ય–ક્ષેત્રે વીરાજો ॥
॥ સ્વયંભૂ ભજું સિદ્ધ સૌ થાય કાજો. ॥

૨ ટીકા.

બળવાન શત્રુ જે **કામ** ( તૃષ્ણા જનક દેવ ) તેનો સમૂળો ન.શ કરીને **આપ** પોતે બધી વાતે ઉદાસી રહો છો અર્થાત **આપને** કોઇ વાતની તૃષ્ણા નથી. છતાં **તમારે** પગે માથું નમાવનારા માણુસો તેમના મનની બધી ઇચ્છાઓ જલદી પામે છે. દૈત્ય, દેવ મનુષ્ય, નાગ, કિન્નર આદિ લોકના તમે **વિધાતા (ઉત્પન્ન કર્તા)** છો, તમામ ભૂત ( પ્રાણી માત્ર ) ના હે **ભૂતનાથ!** આપ **રાજા (માલીક)** છો.

---

૨ **ભૂતનાથ**–ભરૂચ શહેરના મધ્ય ભાગે ઉંચ વસ્તીમાં ભાગે કોટ તથા નવ ચોકીના ઓવારાઓ વચ્ચે મોઢવાડની ટેકરી ઉપર આવેલા છે. ઉંચ વરણુના બધા હીંદુઓની દેખરેખ છે. પરગામી વિદ્યાર્થીઓનું આશ્રમ સ્થાન છે.

॥ २ ॥

## ॥ सोमनाथ ॥

॥ ललाटे ऽर्द्धचन्द्रं गले मुण्ड मालाम् ॥
॥ दधानं कटौ व्याघ्र कृत्ति विशालाम् ॥
॥ भृकच्छे महर्षे र्भृगो राजमानम् ॥
॥ शिवं सोमनाथं भजे साधिमानम् ॥

૩

॥ લલાટે લલિત ચંદ્ર અરધો બીરાજે ॥
॥ ગળે ભક્તનાં મૂંડની માળ છાજે ॥
॥ વનાધીપ મ્હા વ્યાઘ્રનું ચર્મ ખાસું, ॥
॥ કમી કેડમાં કારમું ખૂબ બાંધ્યું ॥
॥ મોહ–તીમિર ત્રય તાપમાં તાત ! ત્રાતા,॥
॥ સદા સોમ રૂપે પ્રભૂ [૩]સોમનાથઃ ! ॥
॥ મહર્ષિ ભૃગુ–પૂણ્ય–ક્ષેત્રે વીરાજો ॥
॥ સ્વયંભૂ ભજું સિદ્ધ સૌ થાય કાજો. ॥

### ૩ ટીકા

તમારે કપાળે સુંદર અરધો ચંદ્રમા તથા ગળામાં ભક્તોનાં માથાંની માળા શોભે છે, વનના રાજા એવા મોટા વાઘનું શોભીતું ચામડું નજરાઇ જાએ એવું તમે ખેંચીને કેડે પ્હેર્યું છે. માયાના અંધકારથી તથા આધિ વ્યાધિ ઉપાધિ એ ત્રણ

તાપથી રક્ષણ કરનારા હે પિતા હે પ્રભુ સોમનાથ[૩]
તમે સદાય ચંદ્ર રૂપ છો.

---

૩ સોમનાથ ભરૂચમાં ઝાડેશ્વરી દરવાજે ટેકરી ઉપર આવેલા છે. ભેડાવાળ બ્રાહ્મણો દેખરેખ રાખે છે, તે સ્થળે દંડી સન્યાસીઓ માટે અન્ન-ક્ષેત્ર ચાલે છે.



॥ ४ ॥

# भीमनाथ

॥ त्रिशूळंकरेभक्तगुप्तयैवहन्तंम् ॥
॥ त्रिलोकीपतिंदैवतंतंमहन्तम् ॥
॥ सुकच्छेमहर्षेर्भृगोराजमानम् ॥
॥ सदाभीमनाथंभजेसाधिमानम् ॥ ४ ॥

॥ સુન્દર કર વિશે હરજી ! ત્રીશૂળ ધરો છો ॥
॥ નિરંતર તેણે ભક્ત-રક્ષા કરો છો ॥
॥ ત્રીભૂવન-પતી દેવ ! દેવાધિ દેવ ! ॥
॥ નથી દૈવતે કો દૂજા શંભૂ જેવા ॥
॥ અજ, ઇંદ્રિ, સુર, વિષ્ણુ, જે ચરણ ધ્યાતા ॥
॥ ભોળા ભીમના ઇષ્ટ છો [૪]ભીમનાથ ! ॥
॥ મહર્ષિ-ભૃગુ—પુણ્ય—ક્ષેત્રે વીરાજે ॥
॥ સ્વયંભૂ ભજું સિદ્ધ સૌ થાય કાજે ॥

## ૪ ટીકા.

હે હર ! ( મહાદેવ ) આપના સુંદર હાથમાં ત્રીશૂલ રાખો છો તેવતી ભકતોની હમેશાં રક્ષાકરોછો હે દેવ ! તમે ત્રણ લોક ( સ્વર્ગ–મૃત્યુ–પાતાળ )ના સ્વામીછો. દેવોના પણ દેવ છો. શંભુ (તમારા) જેવું બીજું દૈવત કોઇ નથી બ્રહ્મા, ઈંદ્રિ, દેવતા, ( અથવા સૂર્યનારાયણ ) વિષ્ણુ ( વિગેરે ) જેમના ચરણો ( પગ )નું ધ્યાન ધરે છે. એવા હે ભીમનાથ ભોળા જે ભીમ ( પાંડવ ) તેના તમે પૂજ્ય દૈવત છો (ભીમ અનન્ય શીવ ભકત હતા.)

---

૪ ભીમનાથ—એ મહાદેવ ભરૂચમાં બ્હારની ઉંડાઇને ઓવારે સોમનાથની ટેકરીની તળેટીમાં છે. ભોઇ લોકો તરફથી સેવા થાય છે.

---

॥ ૯ ॥

## ज्वालनाथ

॥ प्रसन्नं गणाधीश मान्याङ्घ्र देशम् ॥
॥ जटा जूट गङ्गा प्रवाहैक्य वेषम् ॥
॥ सुकच्छे महर्षे भृगो राजमानम् ॥
॥ सदा ज्वालनाथं भजे साधिमानम् ॥ ९ ॥

॥ ગણાધીશ સિદ્ધીશ તે બાળ વેશે ॥
॥ શોભે હાસ્ય–વદને પ્રભુ–અંક–દેશે ॥
॥ પરમ પૂજ્ય જે ગંગકેરા પ્રવાહથી ॥
॥ જટા–જૂટની શી કરૂં કીર્તિ ઝાઝી ॥
॥ વિષ–જ્વાલથી સુર અસુર ત્રાસખાતા ॥
॥ તમે રાખીયા પ્રાશી વિષ જ્વાલનાથા ॥
॥ મહર્ષિ–ભૃગુ–પુણ્ય–ક્ષેત્રે વીરાજે ॥
॥ સ્વયંભૂ ભજું સિદ્ધ સૌ થાય કાજે ॥ ॥ ૫ ॥

## ૫ ટીકા

તમામ સિદ્ધીઓના માલીક એવા જે ગણપતી તે બાળક રૂપે હસતે મોઢે તમારા ખોળામાં શોભી રહયા છે. ગંગાના પ્રવાહને પોતામાં સમાવ્યાથી અતિશય પુજવા યોગ્ય એવો જે તમારો જટાજૂટ (ચોટલો) તેનાં તે હું (અલ્પમતી) કેટલાં વખાણ કરૂં ?! વિષ (ઝેર) ની જ્વાલાથી દેવતા તથા દૈત્યો ત્રાસ પામ્યા (વ્યાકુળ થયા) ત્યારે તે વિષનું પ્રાશન કરીને (પી જઇને) તમે તેમને બચાવ્યા ! (શ્રી વિષ્ણુ ભગવાનની સાહ્યતાથી દેવ–દૈત્યોએ મળી સમુદ્ર–મથન કર્યું તેમાં ચૌદ રત્નો નિકળ્યાંઃ—(૧) લક્ષ્મી, (૨) કૌસ્તુભમણી, (૩) પાંચજન્યશંખ તથા (૪) *સુદર્શન–ચક્ર એ વિષ્ણુએ લીધાં (૫) સાત સુંઢાનો ચાર દંતવાળો ધોળો હાથી ઐરાવત, (૬) રંભા અપ્સરા, (૭) કામદુધા ગાય, (૮) કલ્પવૃક્ષ તથા (૯)

---

* કોઇ ઠેકાણે સુદર્શન ચક્રને બદલે સારંગ ધનુષ્ય કહેલું છે.

ધન્વંતરી વૈદ્ય, ઇંદ્રે લીધાં. (૧૦) અમૃત દેવતાઓએ તથા (૧૧) મદિરા દૈત્યોએ લીધાં; સાત મુખનો (૧૨) ઉચ્ચૈઃશ્રવા ઘોડો સૂર્યનારાયણે પોતાના રથ માટે લીધો, પણ (૧૩) કાળ કૂટ નાગનું મહાવિષ જેની જ્વાળાઓ (ભડકા)થીજ સૌના બંધ તુટી ગયા તે કોણ લે ? ! ભોળાશંકરે તે લીધું ને પી ગયા ત્યારે સૌને ઝંપ વળ્યો ! તેની ગરમીનું શાન્તવન થવા માટે બાકી રહેલું ૧૪મું રત્ન (૧૪) ચંદ્રમા તેને શીવજીએ પોતાના કપાળમાં ધારણ કર્યો.

---

૫ જ્વાલનાથ એ મહાદેવ ભરૂચમાં ભૃગુઋષિના ધામમાં ઉત્તર દીશાના ખંડમાં છે ત્યાં ભાર્ગવ બ્રાહ્મણોની દેખરેખ છે.



॥ ૬ ॥

## काशी विश्वनाथ

॥ महा मुक्ति तीर्थे वसन्तं हरन्तम् ॥
॥ नृणां जन्म मृत्यो विभीतिहरंतम् ॥
॥ भृकच्छे महर्षे भृगो राजमानम् ॥
॥ भजे काशिका विश्वनाथं समानम् ॥ ६ ॥

૬

॥ મહા તિર્થ મુકિત તણું કાશી કહાવે ॥
॥ વસો છો વિભૂ ! નિત્ય ત્યાં પૂર્ણ ભાવે ॥
॥ આનંદ વનમાં ઇષ્ટ ક્રીડા કરો છો ॥

॥ જનન મરણનાં કષ્ટ જનનાં હરો છો ॥
॥ અખીલ વિશ્વના લોકના થોક ધાતા ॥
॥ **તમે મોક્ષ–દાતા** [૬]**કાશીવિશ્વનાથઃ** ॥
॥ મહર્ષિ–ભૃગુ––પૂણ્ય ક્ષેત્રે વિરાજો ॥
॥ સ્વયંભૂ ભજું સિદ્ધ થાય સૌ કાજે ॥

## ૬ ટીકા

મુકિતનું મોટું તિર્થ જે **કાશી** ત્યાં હે **વિભૂ** ! ( શંભુ, વ્યાપક ) તમે પુરા ભાવે હમેશાં રહો છો ને ત્યાં **આનંદ** ***વનમાં** મન ભાવતી ક્રીડા કરતા થકા તમારા ભકતોનાં જન્મ મરણના દુઃખ ટાળો છો ( તેથી ) આખા જગતના લોકનાં ટોળે ટોળાં ( ત્યાં ) ધાઇને આવે છે હેં **કાશીવિશ્વનાથ** ! તમે મોક્ષ આપનારા છો.

---

* આનંદ વન કાશીમાંજ છે.

૬ કાશીવિશ્વનાથ ભરૂચમાં દોડીયા બજારની દક્ષિણે ટેકરા ઉપર પીપળીયા હનુમાન પાસે ભોંયરાંમાં છે. અનાશ્રિત સેવા થાય છે.

---

॥ ૭ ॥

## સિધ્ધનાથ

**॥ नगाधीश पुत्री पवित्रार्थ दहेम ॥**
**॥ त्यजन्तं नृभक्तयाऽपि कैलासगेहम् ॥**

॥ मुकच्छे महर्षे भृगो राजमानम् ॥
॥ सदा सिद्धनाथं भजे साधिमानम् ॥ ७ ॥

॥ **હીમાચલ સુતા,પાર્વતી** પ્રાણ–પ્યારી ॥
॥ **પ્રભુ** ! પ્રેમથી પુનીત અર્ધાંગ ધારી ॥
॥ **સદાશીવ** ! **કૈલાસ** વીલાસ ત્યાગો ॥
॥ **ભોળા** ! ભકતની ભીડ નિ:શંક ભાગો ॥
॥ સકલ કામનાના **તમે સિદ્ધી–દાતા** ! ॥
॥ કહૂં ધન્ય, હો ! ધન્ય ! શીવ[૭]. **સિદ્ધનાથ**:॥
॥ **મહર્ષિ–ભૃગુ––પુણ્ય—ક્ષેત્રે** વીરાજો ॥
॥ સ્વયંભુ ભજું, સિદ્ધ સૌ થાય કાજો ॥ ॥ ૭ ॥

## ૭ ટીકા

હીમાચલની કન્યા આપની પ્રાણપ્યારી જે **પાર્વતી** તેને **હે પ્રભુ** ! આપે હેતથી આપના પવિત્ર અરધે શરીરે રાખી છે. **હે ભોળાનાથ** ! તમારા ભકતોની ભીડ તમે અવશ્ય ભાગો છો ને તે માટે **હે સદાશીવ** ! તમે કૈલાસના વૈભવ સુદ્ધાં છોડીને આવો છો; અમારી તમામ કામનાઓની સિદ્ધી આપનારા **તમે** છો હે **શીવ** ! **સિદ્ધનાથ** ! **આપને** ધન્ય છે ! ધન્ય છે !

---

૭ સીદ્ધનાથ એ મહાદેવ ભરૂચમાં બ્હારની ઉંડાઇ તથા દશાસ્વ મેધના ઓવારાઓ વચ્ચે લોધવાડની ટેકરી ઉપર છે. બ્રહ્મ ક્ષત્રિય તથા તેમના પુરોહીત સારસ્વત બ્રાહ્મણોના ઇષ્ટદેવ છે.

॥ ૮ ॥

# पिंगलनाथ

॥ ददानंश्रिते भ्योत्र भोगादि पूरम् ॥
॥ परत्राऽपिसायुज्य मोक्षं, सुदूरम् ॥
॥ सुकच्छे महर्षे भृगो राजमानम् ॥
॥ भजे पिङ्गलं नाथकं साधिमानम् ॥

॥ આધિન આશ્રિતોના અતી શ્રેયકારી, ॥
॥ પૂરો પૃથ્વિ પર પૂર ભોગો પૂરારી ॥
॥ અવર લોકમાં **મોક્ષ–સાયુજ્ય** આપો ॥
॥ સદા દાસને નિકટમાં **નાથ** ! થાપો ॥
॥ વેશ્યા પિગંલા પતિત પાપી અનાથા ॥
॥ થયા **સાહ્યકારી પ્રભૂ** "પિંગ્લનાથ ! ॥
॥ **મહર્ષિ — ભૃગુ — પૂણ્ય — ક્ષેત્રે** વીરાજો ॥
॥ **સ્વયંભૂ** ભજું સિદ્ધ સૌથાય કાજે ॥

## ૮ ટીકા

તમારી આજ્ઞામાં રહેનારા તમારા **આશ્રિતોના** તમે અતિશય કલ્યાણકારીછો. આ જગ્તમાં હે **પૂરારી** ? (ત્રિપુરા સુરનો સંહાર કરનાર) **તમે** તેમને સર્વ વૈભવ પૂરા પાડોછો ને **પરલોકમાં** (મરણ પછી) તેમને **સાયુજ્ય** નામની મુક્તિ આપો છો તથા પોતાના દાસને હે **નાથ** ! હંમેશાં પોતાની

પાસે રાખો છો. **પીંગલા** પાપી, વેશ્યા, એકલવાઇ છતાં, હે **પ્રભુ પીંગલનાથ** ! આપ તેના **સાહ્યકારી** થયા (તેને મુક્તિ આપી) (૧) પીંગલા જનકપુરની વેશ્યા હતી. શ્રી ગુરૂ દત્તાત્રયે માનેલા ચોવીસ ગુરૂમાંની એ એક છે (૨) શીવપુરાણના બ્રહ્મોત્તર ખંડમાં ઉજ્જયિની નગરીની પીંગલા વેશ્યાની કથા છે. પોતાના જાર, મદન નામના પતિત બ્રાહ્મણ સહિત વૃષભ નામે યોગીરૂપે વિચરતા શંકરની માત્ર એકજ દિવસ ખરા ભાવથી સેવા કર્યાના બદલામાં **શીવ–ભક્ત શિરોમણી રાણી સીમંતીનીને** પેટ **પીંગલા "કીર્તિમાલીની"** નામની કન્યા અવતરી–**મદન** બ્રાહ્મણ વજ્રબાહુ રાજાને ત્યાં **"ભદ્રાયુ"** નામે પુત્ર અવતર્યો–બંન્નેનાં લગ્ન થયાં–યથેષ્ટ સંસાર સુખ ભોગવી સ્વદેહે **શ્રી શંકરનાં** દર્શન પ્રાપ્ત કરી પોતપોતાનાં માતાપિતા સહવર્ત્તમાન **કૈલાસપદ** પામ્યાં.

---

૮ પીંગલનાથ એ મહાદેવ ભરૂચમાં દાંડીયા બજારમાંથી દશાસ્વમેધ જવાના રસ્તાની દક્ષિણે મહાજનની ધર્મશાળાની પાછળ, નર્મદાની ભેખડ ઉપર છે, જેમાં મોટા કાકાબળિયા છે. અનાશ્રિત સેવા થાય છે.

---

॥ ૯ ॥

## ગંગનાથ

॥ सुरेन्द्रादिदेवार्चितं ब्रह्मपूर्णम ॥

॥ तटं नर्मदाया श्रयन्तं चतूर्णम् ॥
॥ सुकच्छे महर्षे र्भृगो राजमानम् ॥
॥ सदा गाङ्गनाथं, भजे साधिमानम् ॥

॥ સૂરેંદ્રાદી દેવો ભલી ભાવનાથી ॥
॥ રહ્યા રાચતા રૂદ્ર—આરાધ્નનાથી ॥
॥ પૂરણ બ્રહ્મ છો ! નર્મદાને પુલીને ॥
॥ પધાર્યા ત્વરિત, સંગ સૌ સાથ લૈને ॥
॥ ઉમા અંક, ઉર્ધ્વાંગપર ગંગ વ્હાતા ॥
॥ રાજે ગોરરંગે ગો-રૂઢ [૯]ગંગનાથ ! ॥
॥ મહર્ષિ-ભૃગુ-પુણ્ય-ક્ષેત્રે વીરાજે ॥
॥ સ્વયંભૂ ભજું સિદ્ધ સૌ થાય કાજે ॥

## ૯ ટીકા

ઈંદ્રિ વીગેરે દેવતાઓ પુરા ભાવથી રૂદ્ર ( શંકર ) ની પુજામાં રાચી ( સંતુષ્ટ ) રહ્યા છે. આપ પૂર્ણ બ્રહ્મ છો, આપનાં બધાં મંડલ સહિત નર્મદાને કીનારે વ્હેલા વ્હેલા પધાર્યા છો ઉમા ( પાર્વતી ) આપના ખોળામાં ને ગંગાજી આપના મસ્તક ઉપર રાખો છો ( લઇને ફરો છો ) પોઠીયે ચઢેલા હે ગંગનાથ ! આપ ગોરે રંગે શોભો છો.

---

૯ ગંગનાથ એ મહાદેવ ભરૂચમાં દશાસ્વમેધને ઓવારે ખાતરીવાડના ટેકરા ઉપર છે લાડ વાણીયાઓના ઇષ્ટ છે.

॥ १० ॥

॥ नवानांच ये नायकानां पठन्ति ॥
॥ स्तवं ते जनन्या न कुक्षौपतान्ति ॥
॥ इहापत्यावितैः कलत्रैर्लसान्ति ॥
॥ परत्रेश्वरस्यैव पार्श्वेवसान्ति ॥ १० ॥

૧૦

॥ **નવેનાથનું** સ્તવન કલ્યાણકારી ॥
॥ ભણે ભાવથી નિત્ય જે ચિત્ત ધારી ॥
॥ ઇહાં પામશે પુત્ર, ધન, ધાન્ય, દારા ॥
॥ વિપુલ આયુર, આરોગ્ય, સુખ-ભોગ સારા ॥
॥ પુનરપી કદી જનની-જઠરે ન જાશે ॥
॥ સદા વાસ **કૈલાસ શીવ** પાસ થાશે ॥
॥ **મહર્ષી—ભૃગુ—પુણ્ય—ક્ષેત્રે** વીરાજે ॥
॥ **સ્વયંભૂ** ભજું સિદ્ધ સૌ થાય કાજે ॥ ॥ ૧૦ ॥

## ૧૦ ટીકા

નવેનાથનું આ શુભકારી સ્તોત્ર જેખરા ભાવથી ચિત્ત રાખીને હમેશાં ભણશે તેને આ સંસારમાં પુત્ર, ધન, ધાન્ય, સ્ત્રી, (સ્ત્રીઓને સારા વર) લાંબુ આયુષ્ય શરીર સુખાકારી તથા સારા સારા સુખ વૈભવ મળશે-ફરીથી તેને માની કુખે જન્મવું નહીં પડે, ને સદાય **કૈલાસ**માં **શીવ**ની સમીપમાં રહેવાનું મળશે.

॥ ११ ॥

॥ भृगुक्षेत्रे नवानांच ॥
॥ नाथानां स्तोत्र मीरितम् ॥
॥ घटी शतेन भूयात् श्री ॥
॥ लक्ष्मीरामस्य शर्मदम् ॥ ११ ॥ इति ॥

૧૧

॥ ભરતખંડ મધ્યે લલિત લાટદેશે ॥
॥ ભૃગુ-કચ્છ-શોભે ભલેરૂં વિશેષે ॥
॥ નિકટ નર્મદા રૂદ્ર—દેહા વહે છે ॥
॥ નવેનાથનાં રૂપથી રૂદ્ર રહે છે ॥
॥ ઘટીશત્ત વિપ્રે રચ્યું સ્તોત્ર સારૂં ॥
॥ લક્ષ્મીરામને થાવ કલ્યાણ કારૂં ॥
॥ મહર્ષી-ભૃગુ-પૂણ્ય-ક્ષેત્રે વીરાજે ॥
॥ સ્વયંભૂ ભજુ સિદ્ધ સૌ થાય કાજે ॥

૧૧ ટીકા

ભરતખંડ ( હીંદુ સ્થાન ) માં સુશોભિત લાટદેશ ( ×ચોલીમહેશ્વરથી પશ્ચિમ સમુદ્ર સુધીનો નર્મદા કીનારાનો પ્રદેશ ) માં ભૃગુ-કચ્છ ( ભરૂચ-બંદર ) અતિશય શોભીતું

× રાજા સહસ્રાર્જુનની નગરી મહિષ્મતી.

છે જયાં રૂદ્ર દેહા (જમના જેમ સૂર્ય-સુતા કહેવાય છે તેમ (**નર્મદા** રૂદ્ર-દેહા કહેવાય છે) **નર્મદા** નજીકમાં વહે છે ત્યાં (ઉપર વર્ણવેલા) **નવેનાથ**નાં રૂપે **શંકર** બિરાજયા છે (તેમનું) **ઘટીશત** બ્રાહ્મણે બનાવેલું આ રૂડું સ્તોત્ર **લક્ષ્મીરામને** કલ્યાણકારી થાવ.



# પ્રસંગ વ્યાખ્યા

૧

॥ બુંદેલખંડમાં દત્તપૂરના નીવાસી ॥
॥ પઠન માટ તે વીચર્યા ક્ષેત્ર કાશી ॥
॥ મહા મથનથી શારદા સિદ્ધ કીધાં ॥
॥ કવન-કુશલતા-શિઘ્રતા દાન લીધાં ॥
॥ ઘટી એકમાં શ્લોક શત એક કરતા ॥
॥ પ્રસન્ન પંડિતો શતઘટિ છાપ ધરતા ॥
॥ અવધનાથ નિજ નામ મહામુક્તિ-દાતા ॥
॥ શાંડીલ ન્યાતના વિપ્ર એ ખુબ ખ્યાતા ॥ ૧

## ૧ ટીકા

બુંદેલખંડ (ઉજ્જયિની-ગ્વાલ્યેર-ચીત્રકૂટ વચ્ચેનો પ્રદેશ) માં દતિયા (ઝાંસી-દતિયા) ના રહેવાશી વિદ્યાભ્યાસ માટે કાશી ગયા ત્યાં બહુ મહેનત લઇ શારદાને વશ કરી (વિદ્વતા મેળવી) કવીત્વમાં હોશિયારી તથા ઝડપ મેળવ્યાં (વરદાન લીધાં) અર્થાત કુશળ ને શિઘ્ર કવી થયા, એટલા બધા કે એક ઘડીમાં (ચોવીસ મીનીટમાં) એકસો શ્લોક (એક કલાક માં અઢીસો) રચવાની શક્તિ મેળવી; આ જોઇ પંડીતો (કાશી ના) એ પ્રસન્ન થઇ ઘટીશત એ છાપ (ઇલકાબ) આપી એ-મનું પોતાનું મૂળ નામ તો મુક્તિ આપનારૂં એવું " અજોધ્યાનાથ " છે. (અવધ-પતી=શ્રી રામ)-રામ નામ મોક્ષદાયક છે.)

૨

॥ **ગુર્જર દેશમાં રાજધાની** રૂપાળી ॥
॥ વટૃ:પૂર ભૂ–પાલ ગો–પાલવાળી ॥
॥ ધજા ધર્મની, ધાવ ધીમત જનોની, ॥
॥ પૂરા પારખી દેછ દક્ષણા ધનોની; ॥
॥ પરીક્ષા વિષે પ્રવિણુતા દાખવીને, ॥
॥ પ્રતિષ્ટિત થયા પૂર્ણુ ગુણે કવીને, ॥
॥ વાર્ષિક પામિયા * રોક રૂપિયા ચોર્યાશી, ॥
॥ વરષ પાછલાં પાંચનું હોય બાકી. ॥

**૨ ટીકા.**

ગુજરાત દેશમાં શોભીતી **રાજધાની** (રાજાની નગરી) **રાજા ગાયકવાડ** (ગો–પાલ=ગાયકવાડ) વાળી વડોદરા એ કેવલ **ધર્મની ધજાને બુદ્ધિમાનોની ધાવ** ( પોષણ કરનારી ) છે તે પારખીને ( પરીક્ષા કરીને ) ધનની દક્ષણા ( વિદ્વાનોને ) આપે છે, ત્યાં પરીક્ષામાં કુશળતા બતાવીને **પૂરા** કવી તરીકે પાસ થયાને ચોર્યાશી રૂપિયાનું વર્ષાસન ( અજોધ્યાનાથે ) મેળવ્યું; તે છેલ્લાં પાંચ વરષનું લેવાનું બાકી હતું. ( દર વર્ષે લેવા આવતાં **કાશીથી** વડોદરા સુધીના લાંબા પ્રવાસમાં ખર્ચ તથા વખત બહુ થાય માટે પાંચ પાંચ વરષે લેવા આવે છે. )

---

* રોકડા.

૩

॥ લેવા દામ તે **પંડીત** પર્યાણુ * કીધું ॥
॥ **ભૃગુ-ગ્રામમાં** દર્શનું દાન દીધું ॥
॥ **વિક્રમ**-વર્ષ **ઓગણિશસેં** ત્રણ-વીસાંનું† ॥
॥ **શાલિવાહન** અરાદસેં છવિસાનું ॥
॥ **શ્રાવણ** માસ શુભ **શંભુ**નો ખાસ કહાવે ॥
॥ **મહા-રૂદ્ર** તિર્થે થઇ ભેંટ ભાવે ॥
॥ **વિશારદ, વિમલ, વિનીત, વૈરાગ્યવાળા** ॥
॥ ભાલે **ભસ્મ** ને કંઠ **રૂદ્રાક્ષ માળા** ॥

## ૩ ટીકા

ઉપલી (પાછલાં પાંચ વર્ષની) રકમ લેવા માટે **પંડિતે પ્રવાસ** આદર્યો ને **ભરૂચ** સ્હેરમાં દર્શન દીધાં (**વિક્રમ**) સંવત ૧૯૬૦ (**શાલિવાહન**) શાકે ૧૮૨૬માં **શંભૂ**ના ખાસ એવા શુભ **શ્રાવણ** માસમાં **મહારૂદ્ર** (સ્હેર બ્હાર પૂર્વે એ નામના શિવાલયમાં) તિર્થમાં ભાવ સાથે મ્હારે મુલાકાત થઇ **વિદ્વાન, ચોખ્ખા મનના, વિવેકી=નમ્ર** તથા **નિસ્પ્રહી**, કપાલે **ભસ્મ** તથા કંઠે **રૂદ્રાક્ષ માળા** ધારણ કરેલા દીઠા. (માત્ર એક પંચિયું પ્હેરેલું, એક ઓઢેલું ને હાથમાં એક લોટા એટલાજ સામાન સાથે નિકળેલા એવા સાદા ને દંભ રહીત ! !

---

* પ્રયાણ=પ્રવાસ †૩×૨૦=૬૦

૪

॥ પૂરા પૂર્વના પુણ્ય-સંસ્કાર મ્હારા ॥
॥ **દયાધન** * થઇ †સદન મ્હારે પધાર્યા ॥
॥ શ્રેયઃ સ્કર રૂડું **સ્તોત્ર** તે ઉચ્ચરીને, ॥
॥ વિચરીયા વટ્:પૂર પાછા ફરીને. ॥
॥ **પ્રસાદી પ્રભૂની** રુચિર લાભકારી ॥
॥ **સુશિલ** સજ્જનો માટ મેં પ્રગટ ધારી ॥
॥ **સુરજ-વંશી** હું **લક્ષમીરામ** નામે ॥
॥ **મહિપતરામ**-સુત **શ્રી ભૃગુ**-કચ્છ ધામે ॥

## ૪ ટીકા

મ્હારા પાછલા ભવના પુણ્ય સંસ્કારને લીધે ( **પંડિત અજોધ્યાનાથ** ) કૃપા કરી મ્હારે ઘેર પધાર્યાને ઉપજું કલ્યાણ કારક સુંદર સ્તોત્ર ભણીને વડોદરે સિધાર્યા તે મોટા પુરૂષની એ **સ્વાદિષ્ટ** તથા **લાભકારી** ( સ્તોત્રરૂપી ) **પ્રસાદી સુશીલ** જનો માટે મેં પ્રગટ કરી છે. હું **સૂર્ય-વંશી (બ્રહ્મ-ક્ષત્રિય)** છું, **મહિપતરામ**નો પુત્ર, **લક્ષ્મીરામ** મ્હારૂં નામ ને **ભરૂચ** મ્હારૂં ગામ છે.

---

* દયાના વરસાદ † ઘર

શ્રી ૧।.

શ્રી ગણેશાયનમઃ

શ્રી શારદાયનમઃ

# શ્રી સુદામાજીની બારાખડી

(રાગ ઓખાહરણની ચાલ.)

૧

કકા ! કમળ નયન શુભનામ, વસે દ્વારિકા સુંદર સ્યામ ॥
વાસુદેવ સંકર્ષણ છાજે, પ્રદ્યુમ્ન અનિરૂદ્ધ બિરાજે ॥
કકા ! કલિયુગ નામ આધાર, પ્રભુ સમરો ઉતરો ભવપાર
સાધુ-સંગે હરી-રસ પીજે, જીવન જન્મ સુફળ કરી લીજે ॥૧

ખખા ! ખોજજો સકળ જહાન જેને વરણે છે વેદ પુરાણ ॥
નિર્ભય નામ છે એકજ હરી, જોજો ચરણ કમળ ધ્યાન ધરી ॥૨

ગગા ! ગોવિંદના ગુણ ગાઓ, માયા મમતા ભુલી તમે જાઓ ॥
તન, ધન, જોબન રંગ પતંગ, ક્ષણમાં ખાખ થશે આ અંગ ॥૩

ઘઘા ! ઘડિ ઘડિ સમરજો શ્યામ, જળ થળમાં રમી રહ્યા રામ ॥
ઉંચ નીચ તો જ્ઞાનથી દેખો, એકજ બ્રહ્મ સકળમાં લેખો ॥૪

નના ! નિગમ ખોળી ખોળી દેખો, બીજો અન્ય નહીં કોઇ લેખો ॥
સાતે દ્વિપ સકળ બ્રહ્માંડે નામ પ્રસરી રહ્યું નવ ખંડે ॥૫

ચચા ! ચિત્ત નિશ્ચય કરી રાખો, મિથ્યા વાદ જુઠું નવ ભાખો ॥

સત્ય શબ્દ તે તપમાં પ્રમાણો, જુઠો બોલ તે પાપ સમાનો ॥૬
છછા ! છાંડજો છળના વિકારો નામ નિર્મળ મુખથી ઉચ્ચારો ॥
કામ ક્રોધના તજજો પ્રસંગ, સદા સેવજો સંતનો સંગ ॥૭
જજા ! જપજો જગપતિ ઇશ, જેને ધ્યાય છે સુર તેત્રીશ ॥
ધારો વિશ્વાસે ઉર-પૂર ભાઇ, હરી ચરણ કમળ સૂખદાઈ ॥૮
ઝઝા ! ઝેર ન કો થકી કીજે, માથે કાળ ભમે તેથી બ્હીજે ॥
હરી-શરણે ચેતન થઇ રહિયે, કાળ-ત્રાસ તે શિદને સહિયે ॥૯
નના ! નિમીષ નિમીષ નિહાલો, ધ્યાન ચિત્તથી પલક નહીં ટાળો ॥
આઠે પ્હોર રહેજો લપટાઇ, ચિત્ત ચરણમાં રહેજો સમાઇ ॥૧૦
ટટા ! ટાળજો જગતનો સાથ, નહી કોઇ માત, પિતા, સૂત ભ્રાત ॥
હેતુ હરી સમુ કોઇ ન જાણો, જગ વ્યવહાર સ્વપ્નું પ્રમાણો ૧૧॥
ઠઠા ! ઠાકોરજીની એ માયા, જેણે કીધી આ સુંદર કાયા ॥
નર-દેહનો લ્હાવો લીજે, હરી-રસ પુર પ્રેમથી પીજે ॥૧૨
ડડા ! ચકડોલ ચિત ના કરિયે, ઉર ધ્યાન હરી કેરૂં ધરિયે॥
અન્ય દેવતા શિદને ધ્યાઓ, હૈયે હરખી ગોવિંદ ગુણ ગાઓ ॥૧૩
ઢઢા ! ઢુંઢશો કયાં તેને ભાઇ, રોમે રોમે રહ્યા જે સમાઇ ॥
પિંડ બ્રહ્માંડ રહે સમપુર, નિત્ય નિકટ નથી નાથ દૂર ॥૧૪
ણણા ! નામ નારયણ લેજો, તેના રટણમાં અહર્નિશ રહેજો ॥
સાચી ભક્તિને ભગવાન ચાલ, સ્નેહ સહિત રસના ગુણ ગાયા॥૧૫
તતા ! ત્હારી છે સફળ કમાઇ, નર દેહ ભજન માટે પાઇ ॥
હરી ભજી ગર્ભ-વાસથી છૂટો, રામ નામ રૂપી ધન લૂટો ॥૧૬
થથા! થોડું છે જીવતર જાણો, વિના ભજન તે મિથ્યા પ્રમાણો ॥
ચેતન થઇ હરી નામ ઉચ્ચારો ત્રિવિધ તાપ તે તનના નિવારો ॥૧૭
દદા ! દેખોની જગનો વ્યવ્હાર, માયા-જાળે બાંધ્યો સંસાર ॥

છૂટે બંધન ચિત્ત જો ચાહો, સાચા સત તને શરણ જો જાઓ ॥૧૮
ધધા ! ધરણિ ધર ઉરમાં ધરશે, તેનો સાથ તે ત્હારી કરશે ॥
સદા સમિપ, નિમીષ નહીં ટળશે, તેના ભક્તોનાં કારજ કરશે ॥૧
નના ! નટવર સું નેહ આણો, કરો નિત્ય તેના ગુણ--ગાણો ॥
મન ભમવા દેશો નહીં ભાન, સાચા સંતોનો કરજો સાથ ॥૨૦
પપા ! પડી પડી જન્મ ગુમાવ્યો, ગુણાવાદ પ્રભુનો ન ગાયો ॥
માયા ભરમે ભૂલી રહ્યા અંધો, ખોયો જન્મ કરી કરી ધંધો ॥૨૧
ફફા ! ફરી ફરી પડતો તું ફાંસે મોહને, મૂર્ખ ત્હારૂં શું થાશે ॥
ગુરૂ-ચરણની ધર મન આશા, હરીભજને તૂટે જમ–પાશા ॥૨૨
બબા ! બોલજે અમૃતવાણી, સ્નેહ નિતીએ રસના લોભાણી ॥
હરી હીરો હૃદય ધરી રાખો, વેણ કડવું મુખે નવ ભાખો ॥ ૨૩
ભભા! ભુલ્યું આ મન સમજાવો, જેથી ભવજળ પાછા નઆવો ॥
ભૂ-ધર ભક્તિયે મનડાં અમારાં, જન્મ મરણ ન થાય તમારાં ॥૨૪
મમા ! મોહની જાળ નહારી, માછી કાળને મચ્છ સંસારી॥
જાળ લઇને તે જમડા ફરે છે, હરિ–વિમુખને બંધન કરે છે॥૨૫
યયા ! અવસર ન વારંવાર, માટે ફરી ફરી કરૂં પોકાર ॥
મનવા! મિત્ર તું ચતુરસુજાણ, છાંડી વિષ-રસ ભજ ભગવાન॥૨૬
રરા ! રટણ હરી થકી રાખો, હીરો જન્મનો શિદ ખોઇનાખો ॥
આવો હીરો ખોવાઇ જો જાશે, ચુકી અવસરને પસ્તાશે ॥ ૨૭
લલા ! લાલ ખરૂં મલ–હર જે, તન–ભંડારે જતનથી ધરજે ॥
પ્રભુ-લાલ ગુરૂ પરખાવ્યું, ત્રષ્ણા, લોભને પાપ પળાવ્યું ॥ ૨૮
વવા ! વંદ ગુરૂ વારંવાર, તેણે મોટો કર્યો ઉપકાર ॥
રામ–નામ રૂપી લાલ આપ્યું, જન્મ મરણનાં કસ્ટને કાપ્યું ॥૨૯
સસા ! સદ્દગુરૂની શી વડાઇ, મુખે મહિમા તે વરણું શું ભાઇ ॥

ચોટયું ચિત્ત તે સદ્ગુરુ-ચરણું, રસના એક તે ક્યાં લગી વરણું ॥[illegible]
ષષ્ષા ! ખેંચ્યો ગુરૂ નિજ પાશે, માયા-[illegible] પલકમાં નાશે ॥
થયો નિર્ભય ક્લેશ ત્યાગ્યાં, ગુરૂ ચરણોમાં ચિત્તજ લાગ્યાં ॥૩
શશ્શા ! શોધ્ય શમ્યા સૌ ત્યારે, ગુરૂ-જ્ઞાન-દિપક દીઠો જ્યારે ॥૧
નાઠું તિમિર થયો પ્રકાશ, પ્રકટ્યો ભાનૂ તે જાણે આકાશ. ॥૩૨
હહ્હા ! હરાયાં પાપ તે આપે ગુરૂ ચરણ કમળ પરતાપે ॥
જેવું ધૂમરે છાયું આકાશ, ઉગે આદિત્ય થાય ઉજાશ ॥ ૩૩
ળળ્ળા ! લેજે લક્ષ્મીવર નામ, ગુરૂ-સેવાનું ઉત્તમ કામ ॥
દેજે દીનને અન્નનું દાન, ધરજે નિત્ય વરાક્ષર ધ્યાન ॥૩૪
ક્ષક્ષા ! છાંડે વિષયના સ્વાદ, જઈ સદ્ગુરૂને તું આરાધ ॥
રામ-નામ મધુર રસ મળશે, ગર્ભવાસના ફેરા ટળશે ॥૩૫
જ્ઞજ્ઞા ! જ્ઞાન અગોચર લેજે, ભવસાગર ઉતરીશ સેહેજે ॥
નથી એ વિન ઉપચાર બીજો, રામ ધ્યાન ધરી દિલ રિઝો ॥૩૬

બારાક્ષરી આનંદ ગુણ ગાઉં ॥
સૌ સંતોને શિશ નમાવું ॥
દીન પતિત હું દાસ સુદામા ॥
ગુરૂ ગોવિંદ લેજો પ્રણામા ॥

ચૈત્ર (બીજો) સંવત ૧૯૬૩
શાકે ૧૮૨૯ સુ૦ બરૂગ

લક્ષ્મીરામ

—:૦:૦:—